२८०३

# मंन मनोरंजक गरबावळी.

ગરબા.

## नवरात्रीमां गावाना नवीन.

દોહરો.

દેશ તણા સજ્જન સૌ, સુણજો નરને નાર;
ગરબા ગાવા કારણે આ લઘુ ગ્રંથ તૈયાર. ૧

છપાવી પ્રસીદ્ધ કરનાર

તથા

બનાવનાર ડાકોરના જોસી. મનસુખરાંમ ગરબડ
જ્ઞાતે તરવાડી મેવાડા બ્રાહ્મણ.

## નડીઆદ.

સત્યસાગર પ્રેસ.



સંવત ૧૯૪૨—સને ૧૮૮૬

કીમત. રૂ૦-૪-૦

# मंन मनों जक ग बावळी.



### ગરબી. ૧ લી.

ડાકોર વાળારે ગીરધારી, તારી લીલા અદભુત ભારી;
ડાકોર વાળારે ગીરધારી. ટેક.
શહેર વચ્ચે ગોમતી ગાજે, આરે ડંકનાથ બીરાજે;
સાંમા ગણપતી મહારાજે, ડાકોર વાળારે. ૧
હું આવ્યો હીંડી ચાલી, મને લાગી એ શું તાલી;
હું રહ્યો નજર નીહાળી, ડાકોર વાળારે. ૨
કટી પીતાંબરતો ધરીયું, માથેપે ઝરી મોળીયું;
ભક્તોનું મંનતો ગળીયું, ડાકોર વાળારે. ૩
તેં માથે મુગટ ધરીયો, મોર પીછી હીરાથી જડીયો;
પહેરી સોનાની પાવડીઓ, ડાકોર વાળારે. ૪
ગળે હીરા કંઠી સોકળી, હાથે વેઢ વીંટીઓ ધારી;
મહી હીરા ચુનીઓ ખરી, ડાકોર વાળારે. ૫
તારે કાંને કુડળ જોડા, તેં વાળો કેડ કછોટો;
તારે ચડવા જોઈએ ઘોડો, ડાકોર વાળારે. ૬
તારે હોઠે હીરો ચળકે, વાળીમાં મોતી લલકે;
તારા પગમાં ઝાંઝર ઝમકે, ડાકોર વાળારે. ૭
ડાબે હાથ જોત દીવાની, દક્ષણમાં બારી જવાની;
તેમાં સુખ સજયા સુવાની, ડાકોર વાળારે. ૮

સામગ્રી રૂડી રીતે, પ્રભુ ભોગધરો તમે પ્રીતે;
પાંચ આરતી થાય નીતે, ડાકોર વાળારે. ૯
મેં દરસંન કરીયાં આજે, બે બાજુ દીકમાળ ગાજે;
સાંમેમેડે નાંબત વાજે, ડાકોર વાળારે. ૧૦
દેસવીદેસના જંન આવે, સારા વાગ વસ્ત્ર ચડાવે;
મીસરીને સીરો ધરાવે, ડાકોર વાળારે. ૧૧
અગીયારસ સુકરવારે, લક્ષમજી લાસો પધારે;
રથયાત્રા સોભા ભારે. ડાકોર વાળારે. ૧૨
દસરાની સ્વારી ભારી, દરસંન કરે નરનારીરે.
શી કહું તારી બલીહારી, ડાકોર વાળારે. ૧૩
મને ભકત તમારોતો જાંણી, પાસે રાખો સારીંગ પ્રાણી.
મનસુખની મીઠી વાણી, ડાકોર વાળારે. ૧૪

ગરબી. ૨ જી

રસીયાજી મુકો હમારી ચુંદડી. એ રાગ.

મોહનજી જાવાદો મુને આઘડી,
શું રોકીને રહ્યા નંદકીસોર જો;
આહીરડાંની સંગે ચારો ગાવડી,
તે નટવર મે દીઠા તમને આજજો. મોહનજી ૧
પાલવડો મારોતો તમે તાણીઓ,
પણ નહીં આપું દાંણુ તમારૂં આજજો;
જાવુંછે મારેતો મહી વેચવા,
આગળ આવે કંસ તણુંતો રાજજો. મોહનજી ૨
હવે હું નહી જાવા દેવું તુજને,

પકડી ઝાલું પેહેલી તારી બાંયજો;
શામ કહે હવે કયાં જાસો આસમે,
એમ કહીને નટવર બાઝા બાટજો. મોહનજી ૩
મારા હૈયાનો હાર મોતીનો તુટસે,
ઘર આગળછે સાસુડી રીસાળજો;
માટે ચુકીને ગાળોતો દેઇસું અમે,
તેથી વાલા જાસે તારી લાજજો. મોહનજી ૪
તારી ગાળ વળી મુજનેતો કંઇ નહી નડે,
તે માટે હું દાણુ મેલું કેમ નારજો;
એવું કહી જાવાનુ નથી આંયથી,
જો જાવું હોયતો આપો મારૂં દાંણુજો. મોહનજી ૫
હું અબળા હારી તમથી આ સમે,
લો દાંણુને રાખો મારી લાજજો;
એમ કહી બુજાઇ આતસ હરી તણી,
૨૨ જોડીને કહેછે મનસુખદાસજો. મોહનજી ૬

## ગરબી ૩ જી.

ધંન આસાપુરી મોટી તું ભવાનીરે, જુગમે જાણી. ટેક.
સેવક જન ઉપર પ્રીત ધરો, તમે મુજ શત્રુનો નાશ કરો;
તમે સ્વરૂપ તો અનેક ધરો, ધન આશાપુરી. ૧
તમે જગતમાં દીશો ભુપ, હગરીને વીનતી કરૂં અનુપ;
તેજ જોઈને હુતો થઈ ગયો ચુપ, ધન આશાપુરી. ૨
મા સકળ સભા આવી મળીયું, મા રક્ષા કરો મનડું હરીયું;
મારૂં મન તો થઇ ગયું ગળીયું, ધન આશાપુરી. ૩

હું મંડપ મધે રમૂં છું, મા અહોનીસ તને ભજું છું;
હું હરદમ માજી નમું છું, ધન આશાપુરી. ૪
મને લાડ લડાવોની નીતે, મા ગરબો ગાવું તારો ચીતે;
તમે શોક ટાલજો મા નીતે, ધન આશાપુરી. ૫
દીસે સીંવાસન ખુબ સારૂં, મા ત્રીભોવંન સ્વરૂપ ધારૂં;
તારા દીલમાં રહેછે ચીંત મારૂં, ધન આશાપૂરી. ૬
ખુબ તેજસ્વી છે તારૂં રૂપ, સણુગાર પહેરીયાં ખુબ અનુપ;
તારૂં ધરે ધ્યાન જોગી ભૂપ, ધન આશાપુરી. ૭
સૌ જગત તારે તો શીર છે; તારે આરોગવા પુરી ખીર છે;
માને સુંશોભિત ચુંદડી ચીર છે, ધન આશાપુરી. ૮
તું સેવકને તો કર સાતા, તારે ગરબે ગરબે ગુણ ગાતા;
તું મનસુખની થાય છે ત્રાતા, ધન આશાપુરી. ૯

## ગરબી ૪ થી.

પડવાની પડતી પ્રીત ગત મત ભૂલીરે. એ રાગ,

તુજ સમરણ કરીને ગાઉ છું હું દહાડીરે,
છે દરસનનો અભીલાખ અંબે માડીરે;
આ કળજુગમાં તું ગાજતી છું દહાડીરે,
છે પ્રતક્ષ તારી સાખ અંબે માડીરે. ૧
આરાસુરમાં મુકામ બહુ જ્યાં ઝાડીરે,
ત્યાં વસીયાં ગોખની માંય અંબે માડીરે;
નાગર કરેછે નાચ દીલ લગાડીરે;
મા ખુબ મંડપનો નોખ અંબે માડીરે. ૨
તમે ગાવો જુસાભેર પગ પછાડીરે,

ધરો આભૂશણુ સણુગાર અંબે માડીરે;
અણુવટ વીંછવાને વીંટીઓ પગ ઠાડીરે,
થાય ઝાંઝરનો ઝમકાર અંબે માડીરે. ૩
પટકુળ નવનીધ રંગનાં તો કાડીરે,
ઘુઘરીઓ ગુછાદાર અંબે ગાડીરે;
વળી ચોળી બુટેદાર ઝરકસી સાડીરે,
તેં કીધાં અંગ પસાર અંબેમાડીરે, ૪
કટી મેખળા બાજુબંધ પ્રેમે ધારીરે,
વળી છે કંકણુ કરમાંય અંબેમાડીરે;
ચંદ્રવદન સગદીપનું ખુબ ઝળકેરે,
નથ રહેલી નાકની માંય મોતી લળકેરે. ૫
કરણુમાં કુંડળ ઝાળ ઝબુકે સારીરે,
અણીઆળી આંજી આંખ શી બલીહારીરે;
અધર સરસ ખુબ પરવાળાં સમ પરખુંરે,
જોઇ જુગતંબાનું રૂપ હૈડે હરખુંરે- ૬
સીંદુર કેરી આડ ચાંદલો ચળકેરે,
દાંતમાં સોનાની રેખ તે ખુબ પલકેરે;
કંઠે કાવળહાર ભગર રઢીઆળીરે,
આ દામણી દમકે સેસ હીરાવાળીરે, ૭
છુટા શીરના કેશ શોભે સારારે,
તારૂં મુખડું લાલમ લાલ ગુણુ ગાઉં તારારે;
તેજ તણા અંબાર આંજઇ જઇયેરે.
વર્ણુંન કર્યું નવ જાય ખોટી થઇએરે. ૮

ચાર ભૂજા એક કરમે ખડગ ઉધાડું રે,
ત્રીસુળ બીજા કરમાંય ચક્ર દેખાડું રે;
ચુડ મૂડને નાંખ્યા પળમાં ચોળીરે,
ગદાસાસુર માર્યો મા તરણુ રગદોળીરે. ૯
વાઘ ઊપર અસવાર થઇ મા આવોરે,
સેવકની પુરો આશ શોક સમાવોરે;
મૂજને મોટી આશ અંબા તારીરે,
ગુણ ગાય છે મનસુખ દાસ લે ઉગારીરે. ૧૦

### ગરબી ૫ મી.

હાંરે જમુનાની તીરે મારો વાલો. એ રાગ

હાંરે ધંન ધન તે ડાકોર નગરી, હાંરે પ્રભુ રહ્યાછો ઘટ ઘટ પસરીરે;
ધંન ધન તે ડાકોર નગરી. ટેક.

હાંરે મારો વાલો છે ચતુર સુજાણ,
હાંરે એતો મારેછે મોહ બાણુ લગરીરે. ધંનધન તે ૧
હાંરે સનમુખ ગોમતી ગાજે,
હાંરે તેમાં સ્નાન કરે વર્ણ સગરીરે. ધંનધન તે ૨
હાંરે મોર મુગટ મોહન ધારે
હાંરે બાંધી પાઘ ઝરીની જબરીરે. ધંનધન તે ૩
હાંરે ત્યાં હરદમ વાજાં વાગે,
હાંરે વાલો ધરેછે માંખણુ મીસરીરે. ધંનધન તે ૪
હાંરે આસો માસનો મેળો ભારી,
હાંરે જેમાં ઠગ લે મુઠીઓ ભસરીરે. ધંનધન તે ૫
હાંરે મન મોહ્યું મોરલીવાળા,

હાંરે હુંતો કહુંછું પૈયાં પગરીરે. ધંનધન તે ૬
હાંરે મહેર કરો રણછોડ રાયા.
હાંરે કહે મનસુખ વાણી કગરીરે. ધંનધન તે ૭

ગરબી ૬ ઠી.

ગીરધારીરે વાત કહું છું વીચારો, મુને મોહન આંખ ન મારો. એરાગ
કલેસ્વરીરે છો જકતની માતા, તારા ગુણતો ભકતો ગાતા; ટેક
કળજુગમાંરે પ્રતક્ષ તું છે માતા. ચીર ચુંદડી જનતો લાતા.

ઝુલ.

સૌકો આવેછે તારે પારેરે, મનમાં મોટી આશા ધારેરે;
હુંતો આવ્યો છું તારે બારેરે, મહેર કરજોરે તમે જનુની જાતા.
તારા ગુણતો ૧

મા ઊર માંહે હાર એકાવળ ચળકે, મા નથમાં મોતી લળકે;
મા હોઠેરે હીરો તેજસ્વી ઝળકે, મા માંથે દામણી પળકે;

ઝુલ.

મા અણુવટ વીછવા વીંટીરે, મેતો નૌતમ શોભા દીઠીરે.
મા શોભા લાગે ખુબ મીઠીરે, કરણમાંરે કુંડળ ઝાળને જોતા.
તારા ગુણતો. ૨

સીંદુરનીરે આડ દીસે ખુબ સારી, મા દાંતે સોનારેખ ભાળીરે;
મા તારીરે વાઘ વાંગેરે પે સ્વારી, મા રહ્યાં છે ત્રીશુળ ધારી.

ઝુલ.

તારૂં દેવળ ઉંચું ગાજેરે, મા ઘુમટ સારો છાજેરે;
મા કરો ભકતનાં કાજરે, વધશાખેરે તને બહુ જન ચાતા.
તારા ગુણ તો ૩

મનમાં રાખોરે તમે વીનંતી મારી, મા લેજો ભકત ઉગારી;

છો તેજસ્વીરે શોભાની શી બલીહારી, મા બેઠાં છો ખડગ ધારી.

ઝુલ.

તેમ હીસાસુરને માર્યોરે, મા ચુંડ મુંડ ચોરી ડારોરે;

મા ભક્તોને પાર ઉતારોરે, મનસુખનેરે કરજે તું સુખસાતા.

તારા ગુણતો ૪

## ગરબી ૭ મી.

રાગ ઉપર પ્રમાણે.

ધંન લીલારે ઠાકોરનાથ તમારી, શી મુખથી કહું બલીહારી. ટેક,

મહેર કરજોરે સુણી વીનંતી મારી ધર્યું રૂપ બુદ્ધાં મોરારી;.

ઝુલ.

દેશ દેશના લોકો આવેરે, એતો મીસરી માખણ ધરાવેરે;

તારા ગુણતો ભકતો ગાવેરે, નજર રાખીરે સેસ્ટી બચાવો સારી.

શી મુખથી ૧

માથા પરરે પાઘ ગુલાબી ઝળકે, તારો જામો ઝરીનો પળકે,

સુરવાલનુંરે તેજ જોઇ મન મલકે, તારે હોઠે હીરો લળકે.

ઝુલ.

તેં કાને કુંડળ ધારૂંરે, તેતો દેખાય છે ખુબ સારૂંરે;

હુંતો જોઉંછું હરદમ જારૂંરે ચીત રહેછેરે તારામાં મોરારી.

શી મુખથી ૨

પ્રભૂ પ્રીતેરે ભોગ ધરોછો નીતે, પાંચ આરતી થાય છે રીતે;

દરશન કરીયાંરે પ્રભૂ તમારાં ચીતે, ભકત ઉપર રાખજો પ્રીતે.

ઝુલ.

નીકળે સ્વારી સુક્કર વારેરે, બીજી અગીઆરસે નીરધારેરે;

દસેરાની સ્વારી ભારેરે રથયાત્રારે તણી સ્વારી ખુબ સારી.

શી મુખથી ૩

દરરોજનીરે નીમણુક આપે સારી, એતો ત્રાંબેકર મન ધારી;
ડાકોરનેરે કંજરી બે છે જારી, એ બંનેની વહીવટ દારી.

ઝુલ.

ત્રાંબેકરનાં સૌ દુઃખ કાપ્યાંરે, મને સારી વાણી આપોરે;
હું હરદમ જપું તુંજ જાપોરે, મનસુખનેરે લેજો તમે ઉગારી.

શ્રી મુખથી ૪

## ગરબી ૮ મી.

સાખી.

લોચન મનનોરે ઝઘડો, લોચન મનનો. એ રાગ.

વારૂંછું મોહન આજ, વારૂ વિઠલ તમને;
એમ નવ કરીએ માહારાજ, એ ઘટે નહી તમને. ટેક

રાહમાં રોકી શું રહ્યા; પરનારીને આજ:
જાવા દો જીવણ મને, મારૂં બગડે છે ઘેર કાજ. વારૂંવીઠલ ૧

શામ રહો સલક્ષણા, હું અબળા કંગાળ;
સૈયર મેણાં મારશે, મારા મનમાં એ વિચાર. વારૂં વીઠલ ૨

તોફાન ટંટો છોડીને; અરજ ધરો મન માંય;
રીસ મુકો વાલા તમે, પાછું આવશે અહીયાં કોય. વારૂં વીઠલ ૩

કળા તારી કઠણ છે, તું છું ચતુર સુજાણ;
કરડી નીધી નવ કરો, તારી બોલી છે બાણ. વારૂં વીઠલ ૪

હું હારી તમે જીતીઆ, સુણોને નંદલાલ;
ગોકુળમાં તમે પ્રગટયા, એતો ગાય છે મનસૂખલાલ. વારૂં વીઠલ ૫

## ગરબી ૯ મી.

પડવાની પડ પ્રીત ગત ગત ભુલીરે. એ રાગ

નોરતાંના આવ્યા દીન સારા કાવ્યારે ટેક.

છે મનમાં ખુબ ઉમંગે ગરબે ગાવારે;
પડવે પે'લું નોરતું જે ગાવેરે,
પોતે સૂખીની સાથ ગરબો કોરાવેરે. ૧
બીજે માનુંની ગાત્ર દીલ હરખાય છે રે,
પોતે મેહેલ્લાની બહાર જોવા જાય છે રે;
ત્રીજે તંન તમામ સારા લાગે રે,
મોટી ધારી મનનાં હામ ગાવા જાગેરે. ૨
ચોથે ચતુરા નાર બહુચર ભજતીરે,
ગરબા ગાવા કારણ આભુષણ સજતીરે;
પાંચમે પુરી આશ જે ચાલ ચાલેરે,
જ્યાં ગાય છે ગરબા તાં લોણીઓ આલેરે. ૩
છઠે છબીલી નાર જાદુ વાળીરે,
એણે સજ્યા ખુબ સણગાર દેતી તાળીરે,
સાતમે શેહેરના લોક જોવા આવેરે,
આ કળેસ્વરીને કાજ થાળ તો લાવેરે. ૪
આઠમનો હવન સારો થાયછેરે,
સૌ ઉમંગે નરનાર દરસન જાયછે રે
આ નાંમે નવા ખેલ હરકોઈ સુણે રે,
આભીલ ભૂવાતો ખુબ સારા ધુણેરે. ૫
દસમને દીવસ દસેરા થાયછેરે;
રક્ષા છોડાવવા કાજ જનતો જાઆછેરે;
અગીયારસની રજની લોકો ફરતારે;
આબાળ જોબંનને વૃધ ગાયંન કરતારે. ૬

બારસની બલીહારી રૂશનાઇ કરતારે,
સૌ ગાંડવડી આગળ જનતો રમતારે;
તેરસે તન તાપ માજી નીવારોરે,
કરી ભકતો ઉપર મહેર હેત વધારોરે. ૭
ચૌદસે ચપળા તારી તો મેં જાણીરે,
કર રંક સેવકની સહાય આપ શુદ્ધ વાણીરે;
પુનમની પુરણા હુતી મા તારીરે,
કર મનસુખ ઊપર મેહેર દુખ વીદારીરે. ૮

## ગરબી. ૧૦ મી.

### રાગ ઉપર પ્રમાણે.

ધન તીરથનું ગામ ડાકોર સારૂં રે. ટેક,
જેમાં પાંચ છે સદાવૃત ધરમનું બારૂરે,
શેહેર વચ્ચે દેવળ ગાજતું બહું સારૂંરે,
તે મધે ઈશ્વર જોઈ દુઃખ વીદારૂંરે. ૧
બે બાજુએ દીકમાલ બે છે સારા રે,
જારે થાય છે રૂશનાઇ ત્યાંય લાગે પ્યારે;
દરવાજા ઉપર નોબત વાગે સારીરે,
સામા ગણુપતિ મહારાજ શી બલીહારીરે. ૨
ગણુપતી પાછળ ગોમતી નીર ગાજેરે,
ત્યાં આવે શેહેરના લોક નાવા કાજેરે,
ઉવારાપર ડંકનાથ છે તપ ધારીરે,
આવે દરશનને માટ નરને નારીરે. ૩
દર પૂનમે ભરાય મેળો ભારેરે,

દૂર દેશતણા તો લોક આવે હારેરે;
ગોમતીમાં કરી સ્નાન આવે તારે પારેરે,
ભકતોનો જોઈને ભાવ ઇશ્વર તારેરે. ૪
બજારની શી શોભા દીસે સારીરે,
છે ઇંદ્રપુરી તો આ એવી બલીહારીરે;
જેને જોઇએ જે ચીજ ગમે મન ધારીરે,
દીઠી બજારની રચનાય નૌતમ ભારીરે. ૫
મોતી જવેરગનની ગાંધી દુકાનો બારેરે,
કાપડીઆ સુખડીયા કંસારા હારેરે;
શાક તરકારી છે ખુબ કાછીયા હારેરે. ૬
વડોદરૂં અમદાવાદ સુરત સારૂંરે,
ત્યાંના વેપારી લોક આવે જારૂંરે;
સરાફ પટવા વીગેરે ખુબ મનીયારૂંરે,
તે શોભા નૌતમ જોઈ દીલ ખુશ મારૂંરે. ૭
તમો સેસ્ટી કેરા ભૂપ છો દીનબંધુરે,
ભકતોની કરજો વહાર કૃપા સીંધુરે;
તારૂં વર્ણન કરતાં જઈએ હીમત હારીરે,
ગુણ ગાયછે મનસુખદાસ લેજો ઉગારીરે. ૮

ગરબી. ૧૨ મી.

મુકો મૂકો રે મોહન લાલ પાલવ મુકોને.
થયા નફટસુ નંદકીશોર પાલવ મુકોને. ટેક.
પરનારી રોકો રસ્તાગાં, નીરલજ લાવો લાજજો.
અહીથી અળગા રહો અલબેલા, આવે સાહેલીનો સાથ આ. ૧

મહી ઢોળાસે મટુકીફુટે, કાંઈ ભીંજે હમારાં ચીરરે.
સુંદીરવર જાવાદોને ઘેર, જાણે નણંદનો વીર. પા. ૨
કામણુ ગાળા કહ્યુંન માનો, આ શો તમારો ચાલરે;
દુરીજન દેખી વાત કરે કાંઈ, કુડાં ચડાવે આળ. પા. ૩
સમજાવું સમજો સાંમળીયા, છોડો હમારો હાથરે.
કંકણ્ કરનું નંદાસે થાઆ, ઝઘડો સાસુ સાથ. પા. ૪
જસોદાજીને હમણાં જઈ હું, કહીસ સઘળી પેરરે;
મનસુખના સ્વામીરંગ રસીયા, જાવાદોને ઘેર. પા. ૫

ગરબી. ૧૨ મી.

આવો આવોને નંદનાલાલ મંદીર આવોને;
શું મરડી મરડી જાવ લજ્જા લાવોને–ટેક.
આપણ બંનો ભેગાં બેશી, રમતાં રૂડી રીતરે;
મુજવીણ તમને ઘડીન ગમતુ, તે કેમ તોડી પ્રીત. મંદી. ૧
હરખ ભરાં હસતાં હૈયામાં, વદતાં મીટી વેણુરે;
સાહેલીની સંગે જાતાં, નચાવતા તમેનેન. મંદી. ૨
ગોકુલ મથુરાં વચે મુજને, ઘેરીલેવા દાણુરે.
મહીખાધું મટુકી ફોડીને, ભુલ્યા શું ઓળખાણુ, મંદી ૩
રાધા સરખી મળી રસીલી, વેગેદોડા જાવરે,
હેત તજી હમને તરછોડો, મારી મોહના ધાવ. મંદી ૪
પ્રાણ જીવણ તમવીણ હમારૂ, મનડું બ્યાકુલ થાઅરે,
મનસુખના સ્વામી મળવાથી, અંતર લાગ ઓલાઅ, મંદી ૫



## ગરબી. ૧૩ મી.

તજ્જેરે તમે કેફ કરમ કરતું, એ રાગ

સાંણા થઇને બેસો છો ગીરધારી, ટેક.
હવે તમને શું કહીયે મોરારી. સાંણા થઇને ૧
મોહન હુંતો વાટો ખુબ જોતી, મને મૂકી આપે રઝળતી. સાંણા ૨
હવે ઘરનું કાગ નથી ગમતું, ચીત રહેછે તારામાં ભમતુ. સાંણા ૩
દુરીજને કાંક કહ્યું તમને, માટેરે વાલા પજવો છો અમને. સાંણા ૪
કાંનારે હુંતો કહીં નહી બોલું, હું અરજ તો અંતરની ખોલું. સાંણા ૫
ઘણી કરી સ્તુતી મેં ભારી, ત્યારે થયા પ્રસંન્ન મોરારી. સાંણા ૬
મનસુખના સ્વામીને મળીયાં, ભવો ભવનાં દુઃખ તો ટળીયાં સાણાં ૭

## ગરબી ૧૪ મી.

બલીહારીરે મોહનલાલ તારા લટકાને,
વારી જાઊંરે નંદનાલાલ તારા લટકાને. ટેક
લટકે મચ્છા અવતાર ધારી, કર્યું સમૂદ્ર મથંનરે;
લટકે મોહન રહ્યાછો કોપી, માર્યો સંખાસૂર દુરીજન. તારા ૧
લટકે કચ્છા રૂપ ધરીને, મંથન સમુદ્ર કાહાવ્યારે;
લટકે રત્નાગર મથીને, ચૌદ રત્ન કાડી લાવ્યા. તારા ૨
લટકે વૃહારૂપ ધર્યું તેં, દાડપર ભૂ ભાર રાખોરે,
લટકે નરસીંગ થઇ મોરારી, હીરણાકુશ મારી નાંખો. તારા ૩
લટકે વામન રૂપ બીરાજી, જાચા બળીને દ્વારરે;
લટકે ત્રણ ડગ પૃથ્વી માગી, બલી ચાંપ્યો પાતાલ. તારા ૪
લટકે ફરસૂરામ બનીને, ફરસી કરમાં ધારીરે;
લટકે ક્ષત્રીને મા મારી, પીતા વચન તો પાળી. તારા ૫

લટકે રામ હુવા અવતારી, માર્યો રાવણ સંસારરે;
લટકે વીભીશણ કરી રાજા, લંક આપી નીરધાર. તારા. ૬
લટકે કૃશ્ન કેશવજી તમે, માંમા કંસને મારીરે,
લટકે ભકત પોતાનો જાણી. ઉગ્રે સેન હીતકારી. તારા ૭
લટકે કૌરવ કૂળ ગરાવ્યું, પાંડવની કરી સાયરે;
લટકે બાંણાસુર નમાવી, કરી ભકતોની રક્ષાય. તાર ૮
લટકે રૂપ ધર્યું છે બુદ્ધા, શ્રી ડાકોરના રણછોડરે,
લટકે થાશો આપ કલંકી, કે'છે મનસુખ કર જોડ. તારા ૯

## ગરબી ૧૫ માં.

ચાલ સખી સેલાણી આવ્યો મારા બાગમાંજો. એ રાગ

સુધ લેવા પવન સુત મોકલ્યોરે,
મોકલ્યો મોકલ્યો મોકલ્યોરે સૂદ્ધ લેવા પવન સૂત મોકલ્યોરે. ટેક

દીધો આગ્ના પવન સુત નોકળ્યોરે,
પંચ કપી સાથે લઇ પળ્યોરે. સુધ લેવા ૧
એતો જાય છે થેકડા મારતારે,
રસ્તામાં અસુર સંહારતારે. સુધ લેવા ૨
તે અઘોર વનમાં આવીયારે,
એક વીચાર મનમાં લાવીયારે. સુધ ૩
પંચ કપી સાગર તીરે જઇ અડયારે,
હનુંમંત અસુરછે બહું નડયારે. સૂધ ૪
કપી શોક વીચારમાં બહું પડયારે,
પવન સુત પર્વતપર જઇ ચડયારે. સુધ ૫
ભાળ લાગી છે સીતાની અહીંરે,

હરણ કીધું છે રાવણે સહીરે. સુધ ૬
કપી કહે હવે જાવું લંકમાંરે,
પણ રસ્તો સાગરનો વંકમાંરે· સુધ ૭
રામ કૃપાથી રહો ચારે જણારે,
હું જાઉં હવે દીન થાય ઘણારે, સુધ ૮
પાછો હનુમંત પર્વતે ચડયોરે,
મારી ફાળને સામો જઇ પડયોરે. સુધ ૯
લંકા નગર રાવણનું ભાળીયુંરે,
અસુર અનીતીથી નીહાળીયુંરે. સુધ ૧૦
ભકત દીઠો વીભીસણ રામનોરે,
પવન સુતે જાણ્યું ઘણો કામનોરે. સુધ ૧૧
દરવાજે ચોકી અસુર લોકનીરે,
એતો રાવણના પૂત્રો તણીરે. સુધ ૧૨
તેને મારીને હનમંત ચાલીયોરે,
નીશા પડેથી પૂરમાં આવીયોરે. સુધ ૧૩
રાવણ કહે સીતા મને ના મલીયોરે,
મન મુઝાય છે જાય બળીરે,
પણ સેવકને આપું હું આજ્ઞારે,
કરે સતીને જઈને પ્રાર્થનારે, સુધ ૧૫
હનુંમંત અસૂર પાછળ પળારે,
અશોક વનમાં સીતાને મળ્યારે. સુધ ૧૬
આપી મુદ્રીકા સતીના હાથમાંરે,
લઇ પાંચો છે રૂદીયા સાથમાંરે. સુધ ૧૭

માજી ફગરી કહું છું હું તુજનેરે,
ઘણી ક્ષુધા લાગી છે મૂજનેરે.
ખાવ પડેલાં ફળ આપી આજ્ઞારે,
અસુર જાણે તેમ કરી સંગનારે. સુખ ૧૯
ફળ ખાતાંમાં અસુર આવીયારે,
બાંધી પુછે તેને સાગર નાંખીઆરે.
તેની રાવણુને ખબર થઇ ઘણીરે,
કરી બાગ અસુરની ફના ફનીરે. સુખ ૨૧
તેને બાંધવાને ઇંદ્રજીત મોકલ્યોરે,
કહે પવન સુત આવ્યને પળોરે.
ઘણો માર્યો છે ઇંદ્રજીતનેરે,
બ્રહ્મ પાસે બાંધ્યા મારૂતનેરે,
પછી લાવ્યા છે રાવણુની કનેરે.
છોડ બતાવું ગાંત માહરૂંરે તનેરે. સુખ ૨૪
લાવ્ય ગાંમ ગોદડાં ઘી આસમેરે,
પુંછ બાંધી બાળેથી ગરીએ અમેરે. સુખ ૨૫
અગ્ની મુકીને રાવણ ફુકતોરે.
માંડું બળીને હનુંમંત કુદતોરે. સુખ ૨૬
લાય લગાડી લંકાં ગામમાંરે.
શીતળ થવા ગયો સાગર ઠામમાંરે સુખ ૨૭
સાગર તીરે તેડાવ્યા પ્રજા પતીરે.
લખી પત્ર આપો જે બની કૃતીરે. સુખ ૨૮
લખ્યો પત્ર લઇ શીતા કનેરે.

માજી આજ્ઞા આપોની મનેરે. સુધ ૨૯
આજ્ઞા લઈને ત્યાંથી સંચર્યોરે.
મારી ફાળ સમુદ્ર પરવર્યોરે,
સુધ લઇને પવન સુત આવીયોરે. ૩૦
પંચ કપી હળીમળી ચાલીયારે.
સુગ્રીવના બાગમાં આવીયારે. સુધ લઇને ૩૧
તેનો બાગ સૌ ઉજડ કર્યોરે,
માળી મારીને ત્યાંથી પરવર્યારે. સુધ લઈને ૩૨
કપીરામ સભામાં જઇ ચડયારે,
આપી કાગળને પાયે પડારે. સુધલઇને ૩૩
રામે શાબાશી આપી હનુંમંતનેરે,
ઘણો વાલો તું મારા ચંતનેરે. સુધ લઇને ૩૪
અઢાર છાસીના અગષ્ટ માસમાંરે,
મનસુખ કહે છે તારીખ વીસમાંરે. સુધ લઈને ૩૫

## ગરબી ૧૬ મી.

ઓ શામ તમારી સંગે ફરતાં લાજુ છું. લાજુ છું.——ટેક
તું મથુરાંનો રહેનારો. તું દીશે કામણગારો. ફરતાં ૧
તને મળી છે રાધા ગોરી, તું ખાય છે માખણ ચોરી. ફરતાં ૨
તારા મનની મરજી જાણી, તું રોકતો રાધા રાણી. ફરતાં ૩
તેં ગોકુળ ગાયો ચારી, તું હવે બનો ગીરધારી. ફરતાં ૪
તું જાચીને ખાનારો, તું આહીર સંગે રેનારો. ફરતાં ૫
તેં મારી પુતના માસી, નાંખો કંસરાયને ફાંસી. ફરતાં ૬
વીપ્રો ઘેર ભીક્ષા માગી, તું હવે બનો સોહાગી. ફરતાં ૭

તારા મુખમાં મોરલી બાજે, પાએ નેપુર ઝાંઝર ગાજે. ફરતાં ૮
તું સખીઓ મે ફરનારો. દધી માટેતો નાચનારો. ફરતાં ૯
મંન મીઠું કરી બોલાવે, કાંઈ જાદુ કરી હસાવે. ફરતાં૧૦
મનસુખના સ્વામી જાવો. ફરી મને નવ બોલાવો. ફરતાં૧૧

## ગરબી. ૧૭ મી.

ઓ પ્યારી તારી સંગે, ખુબ એક જાદુંછે જાદુંછે. ટેક
તેં જબરો જાદુ કરાંયો, તારાથી હુ નવ ડરીયો. ખુબએક ૧
તેં રૂપ ધર્યું અલબેલી, તું દીસે ગોપીકા ઘેલી. ખુબએક ૨
તેં મારી નેન કટારી, એમ વશ નહોય ગીરધારી. ખુબએક ૩
તું ધરીને શણુગાર સારા, તું કરે નખરાંના ચાળા. ખુબએક ૪
હું તુજથી મોહન પામું, તું કરે કથંન નકામૂ ખુબએક ૫
અલબેલા દાસી તમારી, હવે મેહેર કરો મોરારી. હું હારીછું હારીછું ૬
મન સપનાએ તો ભમાવી, સારી રજની એમ ગમાવી. હું હારી ૭
મેં ખોટી વાત ઉર આણી, હું ભુલી સારીંગ પ્રાણી. હું હારી ૮
દાસીની દીનતા જાણી, રંગ રસીઓ રહ્યા રંગમાણી. હું હારી ૯
મનસૂખના સ્વામી રશીયા, ગોપીના મનમાં વસીઆ. હું હારી ૧૦

## ગરબી ૧૮ મી.

જાવ જાવરે મોહનલાલ, નખરાં ના કરીએ ના કરીએ——ટેક.
કને રાખો છો એક પટકો, ખુબ કીધો તમે લટકો. નખરાં ૧
તમે થઈ આવ્યા છો દાણી, સારી લાગે મીઠી વાણી. નખરાં ૨
ખુબ બજાવો બંસી સારી, નેન નચાવો ગીરધારી. નખરાં ૩
નારીપર બોલતો નાંખો, કાંઇ શરમ લાજ તો રાખો. નખરાં ૪
કાન ફરોછો અબળા સંગે, ગીરધારી રહેજો ઢંગે. નખરાં ૫

મથુરાં મે વાતો ચાલી, શું રોકી રહ્યા વનગાળી. નખરાં ૬
શું જોર અબળાનું છાજે. તું ઘેલી કરે મહારાજે. નખરાં ૭
લાગે મોહની તારી મીઠી, બનસી તો મૂખમાં દીઠી. નખરાં ૮
વાંસલડી ખુબ છે વેરી, તે દેખાય નાગણુ જેરી. નખરાં ૯
બાલા દીશો મનસૂખના સ્વામી. પછે અબળા મોહતો પામી નખ.૧૯

## ગરબી ૧૯ મી.

ઓધવજી સંદેશો કહેજો શામને.——એરાગ.

ધ્રુપતરાય રાણે પણ તારૂં ભલું, તારે તો ઘેર પ્રગટી બાળા એકજો,
તે કંન્યાને કંનાકાળ થયો વધુ. એટલામાં એક આવ્યા મુનીવ્યાસજો.

વ્યાસ મુની તણી પુંજાતો ધ્રુપતે કરી,
પછી કંન્યાનો પુછયો સમાચારજો;
શૂં કરવું હવે અમારે ઓ હરી;
પૃથ્વીપરના ક્ષત્રી તેડાવો સારજો. ધ્રુપત ૨
બ્રાહ્મણુ રૂશી મૂની જતી તેડાવીઆ,
દેશ દેશના તેડાવો ક્ષત્રી રાયજો;
આતાલ પતાલ રસાતલના આવીઆ,
ઊતર દક્ષીણુ પુર્વ પશ્ચિમ રાયજો. ધ્રુપત ૩
ભાસણુ કરવા સેવકતો ઉભો થયો.
મચ્છા વેંધન કરે જે કોઇ રાયજો,
એવું સુણી દુરજોધન મોહીત થયો,
એટલામાંતો અકેક ઉઠા રાયજો, ધ્રુપત ૪
થોડે ભાગે ચડી ચડી એતો પડીયા.
દુરજોધંન કહેછે સોછે એનો ભારજો.

સભામાંથી ચાલી તેતો ચડીયા.
ચડતાં પડતાં વારન લાગી લગારજો, ધ્રુપત ૫
નીચું જોઇ દુરજોધન બેઠો સહી;
બીજા રાજા ખખડી હસીયા ત્યાંયજો,
નથી આ સમે અરજુંન બોલા તેમ અહીં.
પરણામ કરીને ઊઠીયો કર્ણ જ્યાંયજો. ધ્રુપત ૬
મચ્છા વેંધન કરવા બેઠો ત્રાંસમાં;
જોઈને ઇસ્વર ચીંતા તુરતો થાઅજો,
મોકલી સેવક કંના બોળાવી સાંનમાં.
મચ્છ વેંધાથી નહીં વરૂંએ રાઅજો, ધ્રુપત ૭
કહ્યુંદાશી પુત્ર સુણીને ગુસ્સો ખઇ રહ્યો,
ત્રાંસ થકી ઊતરો છે તતકાળજો.
પછી ધ્રુપતરાય સૌસામું જોઈ રહ્યો,
હવે નીશ્ચે આવ્યો મારો કાળજો. ધ્રુપત ૮
પોકાર કરી સભામાં સોગન કરે,
જો અહી ક્ષત્રી રહે છુપાઆ આપજો,
તેને સોગંન બ્રમ હત્યાનું પાપ ખરે.
ઇશ્વર બોલા ઊઠો અરજુન આપજો. ધ્રુપત ૯
કાપડી વેશે અરજુંનજીતો ચાલીયા.
સભા મધે કરીયો નમસકારજો.
સૌ આસીરવાદ વઈને સ્થંભે બાજીયા,
બાંણ ભાથા લાવો કરણના સારજો. ધ્રુપત ૧૦
ધ્રુપતરાઅ કર્ણ પાસે ગયો વળી,

એટલે દુરજો ધંનતો બોલ્યો વાણજો,
બાંણ ભાથા આપીસ નહીં એને વળી,
નીશ્ચે એતો અરજુંન હસે જાણજો. ધ્રુપત ૧૧
કારણ રાએ બાંણ ભાથા તો આપીયા.
એટલે લાવી આપ્યા કાપડી હાથજો.
ગચ્છા વીંધન કરવા કાપડી આવીયા.
ગંનમાં મારે હીમત છે. શ્રીનાથજો, ધ્રુપત ૧૨
તમામ સભા જોઇ રહ્યુંછે એક ચીતે.
થાજો ગચ્છા વેધંન કાપડી હાથજો.
અરજુનજીયે ધરૂં ધ્યાન તાં એક ચીતે.
ઇશ્વર મારી રાખજો તમે લાજજો. ધ્રુપત ૧૩
ઊમંગ લાવી સભાએ પુન મુકયું નહીં.
ઈંદ્રતો આભુસણ પુરાં સારજો.
જાંણે આકાશે બીજો ઊગ્યો ભાણ સહી,
અલોકીક રૂપ બનીઆ પાંડું કુમારજો. ધ્રુપત ૧૪
જળ મધે રાખી નજર બાણ ઝાલીયું,
ધીમે રહીને કરૂં બાણ સંધાણજો;
મચ્છ વેંધન કરીને ગચ્છા પાડીયું,
ઝટ લઈને ઉતરો ચતુર સુજાણજો. ધ્રુપત ૧૫
કંનાનું મન મોહીત તો થઈ રહ્યું,
મંડપ રચીને પરણાવી કંનાયજો;
કંના જોઈ મંન દુરજોધંન બળી ગયું,
સકળ સભા કર્યું ત્યાંથી વીદાયજો. ધ્રુપત ૧૬

કૌરવ પાંડવ વીગેરે સૌ વીદાય થયા,
ત્યાંથી જાહેર થયા પાંડુ કુમારજો;
ભકતોને ઇશ્વર સહાય કરી ગયા,
કર જોડીને કહે છે મનસુખ સારજો. ધ્રુપત ૧૭

ગરબી ૨૦.

આવોને શામ અલબેલડા, મારે મોલે આવોને શામ અલબેલડા.
હાંરે તમે મુકીદો ફોગટ ફેલડા, મારે મોલ આવો. ટેક-
હાંરે વાલમ જોઉ તમારી હું વાટડી,
હાંરે રાત દીન ફરૂં હું ઊચાટડી;
હાંરે કેમ વજર કરીછે છાતડી. મારે મોલે ૧
હાંરે ઘણાં પ્રેમ થકી હુંતો ચાહુંછું,
હાંરે તમ કારણુ જુમનાં જળ જાઉંછું;
હાંરે નવ દેખુતો દીલગીર થાઉંછું. મારે મોલે ૨
હાંરે હરી દેખી તમારા ચાળા,
હાંરે મારૂં મન કરેછે ઉછાળા;
હાંરે ઘણુ શુ કહીયે મોરલી વાળા. મારે મોલે ૩
હાંરે મારી સાસુ કઠણુ બોલ કહેછે,
હાંરે મારો સ્વાંમી ઠપકો દેછે;
હાંરે મન મળવા આતુર રહેછે. મારે મોલે ૪
હાંરે ત્યારે ખુશ થયા ગીરધારી,
હાંરે આજ આવશે બ્રીજની નારી;
હાંરે મનસુખના સ્વામી મોરારી. મારે મોલે ૫



## ગરબી ૨૧.

લટકે ચાલેરે લાલજી, એની રૂપાળીછે ચાલ. ટેક-
ઠમકે ગમકેરે ઘુઘરી, વાધે વૃજ વીનતાને વહાલ. લટકે ૧
ઝાલે કરમાંરે લાકડી, બોલે મીઠાં મધુરાં વેણુ,
સખાસૌ હીંડે સાથમાં, ચાલે નીચાં ઢાળી નેણ. લટકે ૨
વનીતા લેછેરે વારણાં, બેસે જસોદાજીને દ્વાર;
માંખણ ખાવારે કારણે, નાચે કરે થેઇ થેઈકાર. લટકે ૩
કોટે વળગેરે કાંનજી, આવે અતી મનમાં ઉલાસ;
ચુંબન લેછેરે શામને, ગાતા બેસારીને પાસ. લટકે ૪
એ સુખ લેતીરે જુવંતી, એના ભાગ્યતણો નહોપાર;
મનસૂખ માગેરે એટલુ, દેજો દરસંન જુગદાધાર. લટકે ૫

## ગરબી ૨૨ મી.

વનમાં વાગીરે વાંસળી, એનો મોહીત એવો શોર. ટેક વનમાં ૧
મોરલી સુણતાંમાં સૌ સુંદરી, મોહે વીધાણીછે મંન.
હરીને મળવારે કારણે; દોડી ગોકુળથી મધુબંન વનમાં ૨
મૂકયાં વાછડલાં કઈ ધાવતાં, દોતી મૂકી કોઇએ ધેન;
સેજો છોડીરે કામની, બનીઓ બંસીમાં સૌ લેન. વનમાં ૩
નાવણ કરતીરે નારીઓ, અવળાં સવળાં પેહેરી ચીર;
કાજળ કીધાંરે કાનને, વનીતા વીસરી સૂધ શરીર. વનમાં ૪
ચોળી પેહેરીરે પીઠશુ, પગનાં ઝાંઝર ગલાંમાંય,
ટીલડી ચોડીરે પાંપણે, દોડી સથર વથર સૌ ત્યાંય. વનમાં ૫
અલબેલા સુ જઈ ઉભી રહી, જોઇ ગોપીનો અતી ઉલાસ;
એકેક ગોપી એકેક કાંનજી, રમીયા રસીયાજી ત્યાં રાસ. વનમાં ૬

હરખી નીરખીરે હેતસુ, આવી ગોકુળ આનંદ ભેર;
મનસુખ પ્રેમીરે પાતળા, મોહન રાખો મૂજપર મેહર. વનમાં ૭

## લાવણી. છોટી રંગમ.

તુમ સીરી કસ્ન રાધાવર કુંજ બીહારી,
મંન બસા ચરણુમે રાખો લાજ હમારી,
પાલવડો મારો નવ તાણો મોરારી,
તુમ રહો સમજીને આજ આપ આવારી,
નંદલાલા જાયો તુમે વેગળા જારી,
રાહ મે રોકીસુ રહ્યા આપ પરનારી,
મે જાણીછે તુજ વાતઓ રાધાપ્યારી.
મન બસા ચરણમે રાખો લાજ હમારી. ૧
નહી જાવા દેઉ તને સુણુઓ સારી,
મરડીને જાઉં બાંય ક્યાં જાવે નારી,
રાધા મહીયારી દાણુ મેરાતું લારી,
ના આપે દાણતો કરૂં ફજેતી તારી,
મેંતુજ સરખા ઘણા જબર દીઠઞારી,
મન બસા ચરણમે રાખો લાજ હમારી. ૨
જબરૂં છે કંસનું રાજ્ય સુણો ગીરધારી,
પકડી લેજાવું મેં તુમકો આવારી,
સેંકડો કંસ આવેથી સું થાય નારી;
કેમ દાણ છોડીને જાવાદેઊ ઓપ્યારી,
એ સુણકે રાધા ખુસ હોઇ તેવારી,
મન બસા ચરણમે રાખો લાજ હમારી.

હરીકું પીલાયા દધી હુઇ ખુસીયારી,
કોહોતો લાવું ઘેરથી દધી આવારી,
દોનુંકી આતસ બુજાઇ આપસ સારી,
ગને દીઇ આદીત લાલે ગ્યાન હુસીયારી,
ગનસૂખ દાસકી અરજ ધરો બનવારી,
ગન બસા ચરણમે રાખો લાજ હમારી. ૪

+

હો સીરી ક્રીસ્ન મહારાજ આપ અવતારી,
સંકટ કાટો તુંમ બ્રીજકે કુંજબીહારી,
ધર્યો મચ્છા અવતાર આપે આવારી,
કર્યું સમુદ્રનું મથંન દીલ લગારી,
તમે માર્યો સંખાસુર દૈત મન ધારી,
તમે પ્રગટ થયા કચ્છા અવતાર મોરારી,
સાગર વલોવી કાડયાં રત્ન ચૌદ બારી,
સંકટ કાટો તુમ બ્રીજકે કુંજબીહારી, ૧
તમે થયા વ્રહા અવતાર સૂણો બનવારી.
ફીરકે તમાગપૃથ્વી દાડ પરધારી,
ચોથે અવતારે નરસીંગ રૂપ ધરારી,
સ્થંભ ફોડાને પ્રગટ થયા બલીહારી,
હીરણાકસ્પને માર્યો તમે દીલ ધારી,
સંકટ કાટો તુમ બ્રીજકે કુંજબીહારી. ૨
તમે ધર્યું વાગનરૂપ છબી કયા ન્યારી,
ફીર માગી પૃથ્વી તીન ડગ જાચ્યારી,

પીછેસે તુમે બળી ચાંપ્યો પાતાળી,
ધર્યો ફરસુરામ અવતાર તો ફરસાં ધારી,
ક્ષત્રીનાં શીશ જનુંની હાથે હણી સારી,
સંકટ કાટો તુમ પ્રીજકે કુંજ બીહારી. ૬

ભુ ભાર દેખીને પ્રગટ રામ અવતારી,
મારી રાવણુ દીશંક વીભીસણુ સારી.
પ્રગટયા કસ્ના અવતાર માંગા મારારી,
ફીર ઊગ્રસેનને રાજ દીયો હીતકારી,
ભર્યો બુદ્ધ તણો વૃધકાર ગાળા કરધારી,
સંકટ કાટો તુમ પ્રીજકે કુંજબીહારી, ૪

મુનીવૃત લઇને બેઠા તમે મોરારી,
દશમે અવતારે કલંગીતો ધારી;
દરશન કરવાને આવેછે નરનારી,
ખુબ ઉમંગ સૌના મંનમાં રહેછે ભારી,
મનશૂખદાસને ગાયા છંદ લલકારી,
સંકટ કાટોતુમ પ્રીજકે કુંજબીહારી. ૫

## લંગડી બાબાનો કાફીઓ.

બડે બડે મહા મૂનીકરે તપસ્યા બેઠે બંનમે બાબા.
હાથમે ઝોળી પકડ કર ફીરે ભસ્મ તનમે બાબા;
કોઇ રાજા ઓર ગરીબ આદે નહીં માયા છોડી બાબા.;
ઉનકી સાગને સામને ખડા દસ્ત જોડી બાબા;
કોઈ સાધુ સંન્યાશી શેવડા ઉનકા માન માંડી બાબા.
ના કોઇ પહોચા અબી તક રહ્યા શીર ફોડી બાબા,
આકીન અપના છોડ ફીરે મસ્તાના સબ મનમેં બાબા,
હાથમે ઝોળી પકડ કર ફીરે ભસ્મ તનમે બાબા. ૧

ફકીર હાલત લેકે બેઠે કહે હમ બેરાગી બાબા,
મુંડ મૂડાકે રખે શીર જટા નાગ ત્યાગી બાબા;
જળ તક છોડે નહીં ખટરસ કું નહી ભ્રમણા ભાગી બાબા.
લેકે હાથમે તાલકું ધસને લત લાગી બાબા,
કોઈ હાથમે પાડે તાળી રહે ખડા દીનમે બાબા;
હાથ મે ઝોળી પકડ કર ફીરે ભસ્મ તનમે બાબા. ૨
લગા કે આસન મૃગ છાલાકા લીયા સંગ સેલી બાબા,
લગાકે તસર્ણી ગલેમે રખે સંગ ચેલી બાબા;
કહે ગુરૂજી તમારી સંગ મત રખો રાંડ બહેલી બાબા,
સદા રહેઓ અગારી સેવામાં પહેલી બાબા;
ઐસી તરેસે દીખા કે ઉલટા કરે સબ સાધન મે બાબા,
હાથમે ઝોળી પકડ કર ફીરે ભસ્મ તનમે બાબા. ૩
કરમહીણુ હો ગયે ગુરૂજી કરને મોક્ષ ચાતે બાબા,
કહે અગરયું કણીઓ ગતી નહીં પાતે બાબા;
આદીતલાલ ઉસ્તાદ બડે ગુનવાન છંદ ગાતે બાબા;
બના કાફીઆ કાફીઆ પ્રશ્ન શકતી માતે બાબા.
મનસુખલાલ સચ કહે તોરા રહે શકતી શરનમે બાબા,
હાથમે ઝોળી પકડ કર ફીરે ભસ્મ તનમે બાબા.

સાખી.

તુમ બેઠે બડે ઉસ્તાદ, આપકા જ્ઞાન બતાવો;
મેફલકી દુર મ્યાન, એ છંદકું ખોલકે ગાવો,
એહી ખ્યાલકા જુવાપ, સાહીર તુમતો સુનાવો,
નહીંતર મીજલસ મ્યાને, ઘેરા ધરકે જાવો.

ધાંસો.

ખ્યાલસેં ગાવોં ગુનીજન ખ્યાલ, સહાઅલીકી હરફ સંભાળ;
ગ્યાન પે આદીતલાલકી ચાલ, બના કે ગાતા મનસૂખલાલ;,
ફક બીચ જુબાપ તે લ્યાના, નહીંતર બંધ તેરા ગાનાજી.

છોટી રંગત.

પુછું હીસાબકી ગીનતી સુણો સાહીરે,
ખ્યાલકા કરો બૈયાન ખોલ જાહીરે,
અઠારા ચરણ તો રહે જકતકે મ્યાને,
કરે ન્હ જીવ કલોલ જુદી રેઠાણે,
ઓ બોલી બોલે તીનચાર સગજાણે,
તુંમ સણી બાતકું છોડ લગાલ્યો ધ્યાને.

સહેર.

ઓકયા બોલી બોલે સહી, તુમ કહેના ઉસકા નાગહો,
ઓર ઓજીવ કુગુસા, બતાવના આ ઠાગહો,
કરોએ જીવકી પાવુંકા, બૈયાન ઓર ધાગહો,
કહેતેહે સચ કથનસે, ના ખોલો તો બદલામહો.
ઇનમેસે કીતના સખસ પૃથ્વી માંહીરે,
ખ્યાલકા કરો બૈયાન ખોલ જાહીરે. ૧
ઓર કીતના રહે આકાશ કહો તુગગ્યાની,
કઇ કીતના રહે પાતાળમાં ચાતુર જ્યાની,
ઉસમે નારીહે કીતની નીકાલો બાની,
તુમ બતાવ નપુસક કીતના ફીરપી પાની.

સહેર.

ઓર કીતના નરરહે, ઉસકા કરો બૈયાનહો,
સબકા ગીનતી કર લાવના, તુગતોહો દીલજાનહો,
નારીમે કીતની જાતહે. બતાવના એધાનહો,
ઓર નરમે જાત કીતની રહી. સુંનહો તેહો બેભાનહો.
ઉસદેના છંદકા જુબાપ તુમ ગાહીરે,
ખ્યાલકા કરો બૈયાન ખોલ જાહીરે; ૨
ઓ ત્રીયા કયા કયા ખાતી કહો દીલદારે,

ઓર નપુસ્કકા કયા ખાંણાહે સીરદારે,
કહે કયા ખાતાઓ નર બતા આવારે,
કર નીવેડા તબ રખ ગાયંન આશારે,

સહેર.

નારીયાં કું કીતના પાવું હે. ફડ બીચમે કેહેદો તુમે.
સુંન નરકું બી કીતના કહો, ફડ બીચમે કહે દો તુ?
ઓર નપુંસક કું કીતના રહે. ફડ બીચમે કહેદો તુમે,
બડી અકલ સેં બોલ કે, ફટ બીચમે કહે દો તુમે.
સબ જુદા જુદા તુમ જવાબ કરો શાહીરે,
ખ્યાલકા કરો બેયાન બોલ જાહીરે,
ઓરબને કરી પેદાશ સુણો તુગ ગ્યાની,
સબ રહે જકતકી અંદર એ નીશીયાની;
તુગ હ્યાના ખ્યાલકા જુબાપ તો શાજ્યાની,
ના આવે જવાબ તો ઉસ્તાદી તારી ફાની.

સહેર.

સાહાઅલી ઊસ્તાદ મેરા, જીનકા હેં જકત મે નામહો,
જુગજીવંન મુરસદકા મેને, ફકત પીયા જામહો;
સસે કથંન કથકે કહ્યા, નપડો નાહકસેં કામહો,
કહેતેહે આદીતલાલજી, મજા તો આઠો જામહો.
કથકે કહેતા ગનસુખ સુનો સાહીરે,
ખ્યાલકા કરો બૈયાન બોલ જાહીરે.



## સુચના.

સરવે સોખીલા સજ્જનોને ખબર આપવામાં આવેછે કે, આ ગરબાવળી નવરાત્રીની અંદર દેશી ભાઇયોને ગાવા ઘણી અગત્યની, અને સુગમ પડે એવી હોવાથી છપાવી બહાર પાડી છે તે અંગીકાર કરશોજી.

એમાં ઘણી રસીક ને મનરંજન કરે એવી ગરબીઓ મેં મારી અકલ પ્રમાણે રચી છે, મેં કાવ્યશાસ્ત્રની અંદર વધારે અનુભવ મેળવ્યો નથી તેથી, તથા હમારો પહેલો હેતુ છે તે કારણથી આ પૂસ્તકમાં કોઇ જગોએ ભૂલ ચુક થઇ હોય તો વાંચનાર ભાઇયો દર ગુજર કરશો એવી આશા છે.

આ પૂસ્તક બનાવવામાં ગામ ડાકોરના મારા પરમપ્રીય મીત્રોએ મને મદદ સારી કરીછે, તેથી તેમનો આભાર માની આ સાથે તેમનાં નામ દાખલ કરૂંછું તે સ્વીકારશોજી.

૧ રા. મેંતા નાથજી ભગવાન મતાદાર પટેલ,

૨ રા. પાઠક. ઉમીયાસંકર ગંછારાંમ ડાકોરની કનાશાળાના. મેતાજીના ભાઇ,

૩ રા. મેતા અમૃતલાલ અનોપરાંમ ઉરફે આફલાતુન મોતીવાળા.

૪ રા. ભટ. પુરસોતમ રણછોડ ત્રાબવાના રાજાજી. ગોપાળસીંગજી મહારાજના પરોત.

૫ રા. આશીતરાંમ કાળીદાસ. ગાંધી.

પ્રસીદ્ધ કરતા જોશી. મનસુખરાંમ ગરબડ. સંન૧૮૮૬સંવત ૧૯૪૨

આ ગ્રંથમાં તીથીયો, ગરબા, ગરબીયો, દાણલીલા. રાસલીલા, લાવણીયો, સાખીયો, વીગરેછે,

આ પુસ્તક તઇયાર થયું તા,૨૮ અગસ્ટ સંને ૧૮૮૬ના રોજે, લાવણીઓ કલગીનીછે, સંવત ૧૯૪૨ સંને ૧૮૮૬

લી, મનસુખરાંમ ગરબડ સહી.